શ્રી દિગંબર જૈન યુવક સંઘ-સુરતનું પ્રથમ પુષ્પ.



# જૈન મુનિઓની નગ્નાવસ્થા.

મૂળ લેખક:—

વિદ્યાવારિધિ જૈનદર્શનદિવાકર-પં. ચંપતરાયજી જૈન બેરિસ્ટર.

ભાષાંતરકર્તા—

શ્રી. ઇશ્વરલાલ ઇચ્છારામ દેશાઇ-સુરત.


પ્રકાશક—

જયંતીલાલ સાકેરચંદ ચુડાવાળા, સેક્રેટરી,

શ્રી દિગંબર જૈન યુવક સંઘ-સુરત.

આવૃત્તિ ૧૦૦૦ | વીર નિર્વાણ સં. ૨૪૫૭ સપ્ટેમ્બર ૧૯૩૧ | મૂલ્ય-એક આનો સોના રૂ. ૫)

# પ્રસ્તાવના.

હાલમાં દિગંબર જૈન સાધુઓની નગ્નાવસ્થાના સંબંધમાં જન-સાધારણમાં ભ્રમ ફેલાઇ રહ્યો છે, તેનું કારણ ગંભીર વિચાર અને જ્ઞાનનો અભાવજ છે. આ ટ્રેક્ટમાં પ્રમાણ સહિત એ સિદ્ધ કરવામાં આવ્યું છે કે જૈન, બૌદ્ધ, હિન્દુ, ખ્રીસ્તી, મુસલમાન વગેરે તમામ ધર્મોમાં દિગંબરત્વ (નગ્નત્વ) ને ઉત્કૃષ્ટ દૃષ્ટિથી જોવામાં આવ્યું છે તથા એ એક શુદ્ધ સનાતન માર્ગ છે. આશા છે કે આ નાની ટ્રેક્ટ શાંતિપૂર્વક વાંચીને જનતા પોતાનો ભ્રમ દૂર કરશે. દિગંબર જૈન યુવક સંઘ-સુરત તરફથી આ પ્રથમ પુષ્પ પ્રકટ કરતાં મને અત્યંત હર્ષ થાય છે. આ ઉપરાંત સંઘે અનુક્રમે બીજી ધાર્મિક અને સામાજીક ટ્રેક્ટો પ્રકટ કરવાનો પણ નિશ્ચય કર્યો છે.

**આભાર**—શ્રી. બેરીસ્ટર ચંપતરાયજી કૃત આ ટ્રેક્ટ અંગ્રેજીમાં જૈનમિત્ર-મંડળ, દિલ્હીએ પ્રકટ કરી છે તે ઉપરથી ગુજરાતી ભાષાંતર કરાવવામાં આવ્યું છે, આથી એ માન્ય લેખક, મંડળ, ભાષાંતર કર્તા અને સંશોધન કર્તા શ્રી મૂલચંદ કસનદાસ કાપડિયાનો હું આભારી છું. એ સિવાય આ ટ્રેક્ટ છપાવવામાં શ્રી. ચીમનલાલ દીપચંદ સુતર-વાલા, શ્રી. મકનદાસ નેમચંદ ચુડાવાલા અને શ્રી. ચંદ્રવદન છગનલાલ પેમાસ્તર સુરતે આર્થિક મદદ આપી છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. આશા છે કે આપ ભાઇઓ એજ પ્રમાણે ભવિષ્યમાં પણ કૃપાદૃષ્ટિ રાખશોજ.

પર્યુષણ પર્વ }<br>વીર સં. ૨૪૫૭ }

નિવેદક,—<br>મંત્રી, દિ૦ જૈન યુવક સંઘ-સુરત.



# જૈન મુનિઓની નગ્નાવસ્થા.

જૈન સમાજમાં ગૃહસ્થ લોકો વસ્ત્રો પહેરે છે, પણ જેમ જેમ તેઓ વાનપ્રસ્થ દશાને પામતા જાય છે તેમ તેમ ધીરે ધીરે વસ્ત્રોનો ત્યાગ કરતા જાય છે અને ગૃહસ્થ ધર્મની અંતિમ શ્રેણી એટલે અગીઆરમી પ્રતિમામાં પહોંચતાં તેઓ બીજાં વસ્ત્રોનો સદંતર ત્યાગ કરી માત્ર લંગોટીજ રાખે છે, પરંતુ મુક્તિ અવસ્થાનું બંધારણ ઉચ્ચ કોટિનું નિર્માણ થયેલું હોય છે. દિગંબર જૈન સંઘના મુનિઓએ તો લંગોટીનો સુદ્ધાં ત્યાગ કરવો પડે છે. તેઓ લંગોટી પણ પહેરે અને મુનિપદ પણ લે એ કેવળ અશકય વાત છે, પણ મુનિઓ એ માટે વસ્ત્ર ત્યાગતા નથી કે જેથી ધર્મને આઘાત પહોંચે. નીતિનો નાશ કરવા, વિષય વાસના જાગૃત કરવા કે કોઇના હૃદયમાં નૈતિક હીનતા અથવા કુવાસનાને જાગૃત કરવાનો હેતુ પણ

તેઓના આ વસ્ત્ર ત્યાગમાં નથી. મુનિઓની દિગંબર દશાથી માનવ સમાજની સમાજ મર્યાદાને કોઇપણ પ્રકારની હાનિ નથી થતી.

ગૃહસ્થ ધર્મમાં કહ્યું છે તેમ સમાજ મર્યાદાનો પ્રશ્ન ધર્મ તેમજ કળાના સંબંધમાં ઉભો થઇ શકતો નથી, એ આપણે ભુલવું જોઇએ નહી. આપણા આત્માના ઉચ્ચ આદર્શની પ્રાપ્તિમાં એ કોઈપણ રીતે દખલ ન કરી શકે. એ તો સૌ કોઈ જાણે છે કે દુનિયાનાં ઘણાં ધર્મશાસ્ત્રોમાં એવાં પ્રકારનાં લખાણો આવેલાં છે કે તેવાંજ લખાણો આ પવિત્ર ગ્રન્થોને બદલે બીજા કોઇ પુસ્તકોમાં થયાં હોય તો આપણે તેને બિભત્સજ ગણીએ. વળી સ્ત્રી તથા પુરૂષોનાં નગ્ન ચિત્રો અને પુતળાંઓ સંગ્રહસ્થાનોમાં અને પ્રદર્શનોમાં કળાના નમુનાઓ તરીકે જાહેર રોતે રજુ કરવામાં આવે છે, એટલુંજ નહીં પણ ખાનદાન અને ગુણવાન ગણાતાં સમાજના ઉચ્ચ કોટિનાં કુટુંબોના દીવાનખાનાઓમાં અને શયન ગૃહોમાં પણ અનેક સ્થાને મુકાયલાં જોવામાં આવે છે. અને જ્યાં આત્માના આદર્શની વાત કરીએ ને ત્યાં આ પ્રશ્નને અસ્થાને માનીએ તો પણ ત્યાંયે એટલું કહેવું બસ થશે કે આચરી શકાય એવા સદ્‌ગુણોને સ્થાને દોઢ ડહાપણને બેસાડી દેવામાં આવે તો તો દુનિયાનો વ્યવહારજ અટકી પડે.

દાખલા તરીકે બાળક નગ્ન છે એજ કારણથી જો તેનાં માબાપ તેની સ્વચ્છતા ન જાળવે કે તેના ખાવા પીવાની ચોક્કસ વ્યવસ્થા ન રાખે; તેના પ્રત્યે બેકાળજી બતાવે તો પરિણામે એ નાનકડાં દુધમલ બચ્ચાંની કેવી દુર્દશા થાય તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. એજ પ્રમાણે એક માણસ માંદો હોય ને ઉઠવાને પણ અશક્ત હોય, તેને વસ્ત્રોનું ભાન ન હોય ને કોઈવાર નગ્ન દશામાં એ પડયો રહેતો હોય, તેટલા કારણે જો નર્સ એ માણસની સેવા સુશ્રુષા કરવાનો ઈન્કાર કરે તો પેલા માંદા માણસને તો મરવુંજ પડે ને ? બીજી વાત તો બાજુએ રહી પણ નગ્નતાને અશિ-ષ્ટતાની ઉત્પાદક માનીએ તો પતિ પત્નીનો દાંપત્ય સંબંધ પણ તેમના શયનગારોમાં અશક્ય થઈ જાય.

વીસથી પચીસ વરસની જુવાન જોધ અંગ્રેજ છોકરીઓને લંડનના બ્રિટીશ મ્યુઝીયમમાં જાહેર રીતે પુરૂષોનાં નગ્ન પુતળાંઓ ચીતરતી મેં મારી આંખે જોઈ છે એમ છતાં એ છોકરીઓના એ કાર્યથી કોઇને કંપારી આવતી હોય કે કોઇને પણ આઘાત થયો હોય એવું કોઇ દિવસ સાંભળ્યું નથી.

આ પરથી એ વળી સ્પષ્ટ થાય છે કે દિગંબરત્વ અથવા નગ્નતામાં શિષ્ઠતા ( સભ્યતા ) નો ભંગ થાય એવું કશુંજ નથી. દિગંબર દશા સામે વાંધો લેવાનું કારણ તો

ત્યારેજ હોય કે જ્યારે એવી દશાથી શિષ્ઠતા અને શીલ ધર્મ પર આક્રમણ થતું હોય કે વિવેક–મર્યાદાનો લોપ થતો હોય. અને હિંદુપુરાણોમાં કેટલીક દેવકન્યાઓની કથાઓ આવે છે એ ઉપરથી આ મુદ્દો નીચેની બીનાથી બરાબર સ્પષ્ટ રીતે સમજાઈ જશે.

એક વખત આ દેવકન્યાઓ એક સરોવરમાં જળ-ક્રીડા કરી રહી હતી, તે વખતે એક જુવાન માણસ (શુક્રાચાર્ય) તદ્દન નગ્નાવસ્થામાં સરોવરને કિનારેથી પેલી દેવકન્યાઓ ન્હાતી હતી, તેમની છેક નજીકમાં થઈને પસાર થયા ત્યારે બધી દેવકન્યાઓ પણ કેવળ નગ્ન દશામાં સરોવરમાં ક્રીડા કરી હતી, એમ છતાં તેમણે આ નગ્ન પુરૂષ તરફ જરાએ ધ્યાન આપ્યું નહીં અને પહેલાંની માફક તેમણે પાણીમાં ધીંગામસ્તી કરવાનું ચાલુ રાખ્યું. એ પછી થોડો વખત પસાર થતાં એજ જુવાન માણસના વૃદ્ધ પિતાને (વ્યાસજીને) આજ દેવકન્યાઓએ સરોવર તરફ આવતા જોયા એટલે તત્કાળજ બધી દેવકન્યાઓ પાણીમાંથી દોડતી બહાર ધસી આવી અને તેઓએ ઝપાટા-બંધ પોત પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં.

અસાધારણ કાર્યની બાબતમાં પુરાણોમાં એવો ખુલાસો કરવામાં આવ્યો છે કે પેલો જુવાન માણસ દેવકન્યાઓ

તરફ જોતો જોતો સરોવર પાસેથી પસાર થયો એમ છતાં એ દેવકન્યાઓના સૌંદર્ય તરફ તેની દ્રષ્ટિ નહોતી, પણ પેલા વૃદ્ધની ઘરડી છતાં અનુભવી આંખ કોઈપણ સંજોગોમાં એ દેવકન્યાઓના અનુપમ સૌંદર્યનું પાન કરતાં રોકાય એ દુષ્કર હતું.

આવી રીતે જો અશિષ્ઠતા (અસભ્યતા) ની અવળી વ્યાખ્યા કરીને આત્માના વિકાસને અટકાવવામાં આવે, તો ખરેખર તેનું પરિણામ ઘણું ભયાનક આવે. એ હાલતમાં જીવાત્માને જુદા જુદા રૂપોમાં અનેક ગતિઓનાં દુઃખ ઉઠાવવાં પડે.

અને એમાંના ઉંચ્ચમાં ઉચ્ચ જન્મમાં પણ આનંદની સાચી ઘડીઓ તો ભાગ્યેજ સાંપડે.

જૈન મુનિ જેનો શીલવ્રત (Chastity) નો આદર્શ અતિ ઉંચ્ચ છે અને જે એ આદર્શને માટે અત્યંત કઠિણ વ્રતો કરે છે, અસિધારા વ્રત જેવું કઠણ જીવન ગાળે છે, ને નગ્ન દશામાં ફરે છે તેનો કોઇને પણ નૈતિક માર્ગમાંથી ભ્રષ્ટ કરવાનો ઉદ્દેશ નથી હોતો પણ **જૈનધર્મની માન્યતા પ્રમાણે જગતની સર્વ વસ્તુઓ અને વસ્ત્રનો છેલ્લામાં છેલ્લો ટુકડો પણ ત્યાગવામાં ન આવે ત્યાં સુધી**

**નિર્વાણ પ્રાપ્તિ થતીજ નથી,** આજ માન્યતાને લઇને તે વસ્ત્રોની જંજાળ પણ છોડે છે ને અવધુત નગ્ન દશામાં જગતમાં વિચરે છે.

પ્રાચીન કાળમાં તો દિગંબર દશા એ સાધુ માત્રની સ્વાભાવિક દશા મનાતી: એટલે કે સાચો સંત–સાધુ–મુનિ તો દિગંબરજ હોય એમ મનાતું. બાઇબલમાં કહયું છે કે:– "અને તેણે પોતાનાં વસ્ત્રો પણ ફેંકી દીધાં, અને એજ દશામાં તેણે સેમ્યુઅલ સમક્ષ ઉપદેશ આપ્યો અને આખો દિવસ અને આખી રાત્રિ તે નગ્ન દશામાં રહ્યો. એથી તેઓએ કહ્યું કે શું **સોલ** Saul પણ પયંગબરની કોટિનો છે ?" **(સેમ્યુઅલ ૧૯–૨૪)**

"એજ વખતે પ્રભુએ આમોઝના પુત્ર ઇસાઇઆહને કહયું–જા અને તારી કમરે બાંધેલું ગુણપાટ છોડી નાંખ અને તારા પગમાંથી જોડા કાઢી નાંખ. અને તેણે તેમ કર્યું, અને તે નગ્ન અને ઉઘાડે પગે ફરવા લાગ્યો. ( ઇસાઇહા—૨૦-૨ )

એસેન્સન ઓફ ઇસાઇહા નામના ગ્રંથમાં પાને ૩૨ મે કહ્યું છે કે:–"જેઓ સ્વર્ગમાં જવાની વાતમાં માનતા હતા તેઓ બધા ત્યાં ત્યાંથી જતા રહ્યા અને પર્વતો પર જઇ

વસ્યા........તેઓ પ્રોફેટસ (સાધુઓ) હતા, તેમની સાથે કંઇપણ સામાન સામગ્રી નહોતી, અને તેઓ બધા નગ્નાવસ્થામાંજ હતા—"

ઘણા ખ્રીસ્તી સંતો નગ્ન દશામાં ફરતા એ વાત જાણીતી છે. મીસરની સેન્ટ મેરી જે એક સુંદર સ્ત્રી હતી તેણે પણ બધાં વસ્ત્રોનો સર્વથા ત્યાગ કર્યો હતો અને સર્વત્ર નગ્નાવસ્થામાં ફરતી હતી. ("લેકીઝ હીસ્ટરી ઓફ યુરોપીયન મોરલ્સ" નું ચોથું પ્રકરણ જુઓ.)

'કલેમેન્ટાઇન હોમીલીસ' માં એપોસ્ટલ પીટર નીચેની લાક્ષણિક ભાષામાં આજ મુદ્દો સ્પષ્ટ કરે છેઃ—

"**આપણે કે જેઓએ ભવિષ્ય માટે અમુક ચોકસ ધ્યેય રાખ્યું છે, તેમને માટે કોઇબી પરિગ્રહ પછી તે કપડાં હોય કે બીજી કોઇપણ વસ્તુ હોય, રાખવી એટલે પાપને રાખવા બરાબર છે. કારણ કે આપણી પાસે તો કશુંજ ન હોવું જોઇએ.** આપણા બધા માટે તો કોઇપણ પરિગ્રહ રાખવો એ પાપ છે. એ સર્વનું ગમે તે રીતે અલગ થઇ જવું એ પાપોથી મુક્ત થઇ જવું છે. (એન્ટીનીસીન ક્રીશ્ચીયન લાયબ્રેરી ૧૭-૨૪૦)

અત્રે સ્થળસંકોચને લઇને નિર્વાણનો જે આદર્શ છે એ સંપૂર્ણ રીતે સમજાવવો એ મુશ્કેલ વાત છે.

પણ ટુંકમાં એટલું તો કહી દેવું બસ થશે કે એ અદ્‌ભુત અને અકલ્પ્ય આનંદ અને સુખ આપનારી નિર્વાણ દશા જ્યાં સુધી વૈરાગ્યની સંપૂર્ણ સિદ્ધિ ન થાય, ત્યાં સુધી પ્રાપ્ત કરવી દુર્લભ છે; જે કંઈ વસ્તુ પારકી છે-કુદરતી નથી-આત્માની નથી-તે પાપ છે એ વાત તો ઉપલા ઇસાહી ફકરાઓમાં કહેવામાં આવી છે.

પ્રાચીન ગ્રંથો એ વાત સારી રીતે બતાવી આપે છે કે નગ્ન સાધુ સંતો માત્ર હીંદમાંજ નહીં પણ કારપીયા ને એબીસીનીયામાં પણ હતા.

વળી જૂના કાળના આરબોમાં પણ નગ્નતા એ સંસાર-ત્યાગનું ચિન્હ હતું; ને એથીજ એમની ઓળખાણ થતી. એ લોકોની ધાર્મિક પ્રણાલિકાઓના સંબંધમાં વોશીંગ્ટન ઇરવીંગ કહે છે કે પયગમ્બર મહમદના કાળ પહેલાં પણ કાબાની આસપાસ ફરવાની-તવાફની-( પરિક્રમા કરવાની ) ધાર્મિક ક્રિયા એ લોકો કરતા હતા અને આ વિધિ સ્ત્રી અને પુરૂષો બન્ને કેવળ નગ્નાવસ્થામાંજ કરતા હતા. ( ધી લાઇફ ઓફ મહમદ )

મુસ્લીમોના આ બાબતની માન્યતા પણ આજ વાતની સાબીતી આપે છે. ઇસ્લામનો એક સર્વ શ્રેષ્ઠ ફીલસુફ અને

મહાન સંત તેમજ જગપ્રસિદ્ધ માથનવીનો લેખક જલાલુ-દ્દીન રૂમી પોતાના કાવ્યમાં આ વાત કહે છે ને તે ઉપરથી ઇસ્લામ પણ મુનિઓની ને સાધુ ઓલીયાઓની દિગંબર દશાની પવિત્રતા સ્પષ્ટ રીતે સ્વીકાર કરે છે એ વાત પુરવાર થાય છે.

માથનવીના બીજા ભાગનો ઉર્દુ તરજુમો જેને ઈલહા-મઇ–મનઝુમ કહેવામાં આવે છે તેમાં જલાલુદ્દીન રૂમીએ કહયું છે કે–

૧ ગુફ્‌ત મસ્ત એ મોહતસિબ બુ ગુજાર હા,
અઝ વિરહના કૈ તમા બુખન ગ્રૌ.
જી૦ ૨ સફા ૨૬૨

૨ જામા પોશારા નજર વર ગાઝર અસ્ત,
જામા ઉરિયાહા તજલ્લી જેવરસ્ત.
જી૦ ૨ સફા ૨૮૨

૩ યાજે ઉરયાનાં વયકસૂ બાજ રૌ,
યાચું એશાં ફારિગ ઓવે જામા સૌ.

૪ વરનમી તાની કિ કુલ ઉરયાં શબી,
જામા કમકુત તાહરે ઔસત રવી.
જી૦ ૨ સફા ૩૮૩

ઉપરની શેરોનો ગુજરાતી તરજુમો નીચે પ્રમાણે છે:-

(૧) પ્રભુના મદમાં એકસૂર બનેલાએ (સાધુએ) કહ્યું:- એ ટીકાકાર ! જા, અને તારૂં પોતાનું કામ ધ્યાનથી કર.

જે દિગંબર દશાને પામેલા છે તેને જીતવાને તું સમર્થ નથી.

(૨) ઝભ્ભા ધારણ કરનારોની આંખ ધોબી તરફ વળે છે. દિગંબર (નગ્ન) પુરૂષોનો પ્રકાશજ તેમનો અલંકાર છે.

(૩) તારે કાંતો આ દિગંબર સાધુઓથી અળગા થઇ જવું, અગર તો તું જગત જંજાળમાંથી મુક્ત થઇ જા અને તેમના જેવો ઝભ્ભા વગરનો (નગ્ન) થઇને બેસ.

(૪) જો એકી સાથે બધાં વસ્ત્રોનો ત્યાગ કરવાની તારામાં શક્તિ ન હોય, તો પહેલાં તો તું તારા કપડાંની સંખ્યા ઓછી કર અને એ રીતે તું મધ્યમ માર્ગનું અવલંબન કર.

આપણે જાણીએ છિએ કે અબુલ કાસમ ગીલાજાએ લંગોટીનો પણ ત્યાગ કર્યો હતો અને હંમેશા સંપૂર્ણ નગ્નાવસ્થામાં તે રહેતો (રીલીજીયસ લાઇફ એન્ડ એટીટયુડ ઇન ઈસ્લામ પાનું ૨૦૬)

 ૧૫૯૮૩

ઈસ્લામના મહાન ઓલીઆઓ જેમને અબ્દલ કહેવામાં આવે છે, તેઓ તદ્દન નગ્નવસ્થામાંજ ફરતા એમ "મીસ્ટીસીઝમ એન્ડ મેજીક ઈન ટર્કી" એ નામનું પુસ્તક કે જેમાં મુસ્લીમ દરવીશોની જીવનકથાઓ આલેખવામાં આવી છે તેમાં મીસ લુસી એમ. ગારનેટે સાફ બતાવ્યું છે. આ પુસ્તક એમ પણ કહે છે કે જે ઉમેદવારો બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવાને તૈયાર થતા તેમના બેકટાસી દરવીશો પહેલા પાઠ તરીકે સંપૂર્ણ રીતે નગ્નાવસ્થામાં રહેવાનો આદેશ કરતા. (પાનું ૯૮)

હીંદમાં તો આજે પણ હિંદુઓમાં નાગા બાવાઓ છે તેઓ સ્વતંત્ર રીતે મોજ આવે ત્યાં ફરે છે અને મોટા મેળાઓને પ્રસંગે તેમની જમાતો અલ્હાબાદ, હરદ્વાર અને બીજા જાત્રાનાં ધામોમાં પણ જાય છે. એવા મેળાઓમાં તેઓ સરઘસ કાઢે છે અને શહેરના બધા જાહેર લત્તાઓમાં કોઇ પણ જાતના વાંધા કે અડચણ વિના ફરે છે.

લુઈ જેકોલીઅટ પુરાણા જમાનાના સંતોની પ્રણાલિકા વિષે તેના "ધી ઓકલ્ટ સાયન્સ ઈન ઈન્ડીયા" નામના ગ્રંથમાં ૭૧ મે પાને કહે છે કે "સન્યાસીઓ નગ્નાવસ્થામાં રહેતા હતા." એનું આ કથન સામાન્ય રીતે હીંદના બધા સાધુ સન્યાસીઓ સંબંધમાં છે. બુદ્ધના સમકાલિનો

મંખલી ઘોશલ અને પુર્ણકાશ્યપ એ બન્ને પણ વસ્ત્રો-વિહોણા અને તદ્દન નગ્ન દશામાંજ હતા.

"વેદ પુરાણુ ગ્રંથોમેં જૈનધર્મકા અસ્તિત્વ" નામે પુસ્તકમાં પંડિત મખ્ખનલાલજી જૈને અને "દિગંબર મુદ્રા" નામના પુસ્તકમાં પંડિત કે. ભુજબળી શાસ્ત્રીએ આ સંબંધમાં ઘણા આધારો ટાંકયા છે, જે ઉપરથી હિંદુ ધર્મમાં દિગંબરત્વની વિશેષ માન્યતાનું સ્પષ્ટિકરણ થાય છે. પણ અત્રે તો આપણા ઉદ્દેશની સાધના પુરતો ભર્તૃહરી શતકનો એક માત્ર શ્લોક આપવોજ બસ થશે—

पाणिः पात्रं पवित्रं भ्रमणपरिगतं भैक्षमक्षय्यमन्नं ।
विस्तीर्णं वस्त्रमाशासुदशकममलं तल्पमस्वल्पमुर्वी ॥
येषां निःसङ्गताङ्गीकरणपरिणतिः स्वात्मसन्तोषिणस्ते
धन्याः सन्यस्तदैन्यव्यतिकरनिकराः कर्म निर्मूलयन्ति॥४२॥

ભર્તૃહરિ કહે છે કે "સાધુઓમાં તેઓજ માત્ર ધન્ય છે, અને તેઓએજ કર્મોનાં મૂળોનો સર્વથા નાશ કરેલો છે કે જેઓને ભોજન રાખવા માટે પોતાના હાથો સિવાય બીજા કોઇ પાત્ર (વાસણ) ની જરૂર હોતી નથી. તેઓ ભોજનની શોધમાં નીકળે છે, ત્યારે તેમને જે કંઈ આપવામાં આવે છે તેજ ખાય છે, જેમનાં વસ્ત્રો દશે દિશાઓ છે,

સંપૂર્ણ પૃથ્વીજ જેની શય્યા (પથારી) છે, એકાંતમાંજ નિઃસંગ રહેવું જેને પસંદ છે, દીનતાને જેણે છોડી દીધી છે અને આત્મ સંતોષી છે." એક વિદ્વાન અને સાધુ વૃત્તિના હીંદુ લેખકની ભાષામાં ખરેખર આ એક દિગંબર જૈન અવસ્થાનુંજ વર્ણન છે.

પ્રાચીન કાળમાં મોટા મોટા રાજાઓ પોતાના રાજ્યો અને રાજસિંહાસનોનો ત્યાગ કરીને દિગબંર સાધુનું પદ ગ્રહણ કરતા હતા. આ સંબંધમાં ઘણા પ્રસિદ્ધ રાજાઓની નામાવલિ રજુ કરી શકાય એમ છે. મૌર્ય સામ્રાજ્યનો ચંદ્રગુપ્ત કે જેણે અજેય ગણાતા ગ્રીક લશ્કરને ઈસ્વીસન પુર્વેના જમાનામાં હરાવ્યું હતું, અને જે સેલ્યુકસ નીકેટરની પુત્રી—એટલે ગ્રીક શાહજાદીને પરણ્યો હતો, એ મહાન સમ્રાટે પોતાના વિસ્તીર્ણ સામ્રાજ્યનો ત્યાગ કર્યો હતો અને એમ કરી દિગંબર મુનિ થઇ યત્ર તત્ર ભ્રમણ કરતો હતો. ( વીન્સેન્ટ સ્મીથસ હીસ્ટરી ઓફ ઈન્ડીયા પાનું ૧૫૪ )

અતિહાસિક કાળમાં અમોઘવર્ષ નામનો બીજો એક પ્રસિદ્ધ રાજા થઇ ગયો, જેણે દુન્યવી રાજદંડ ને રાજસત્તા કરતાં દિગંબર પદને ધારણ કરી નિર્વાણની સનાતન શાંતિ વધારે પસંદ કરી હતી. નિર્ગ્રંથ એટલે નગ્ન સાધુ દેશમાં

ઠામ ઠામ એ જમાનામાં મળી આવતા અને હિંદી પ્રજાના બધા વર્ગો તેમનું સન્માન કરતા. બૌદ્ધ ગ્રંથોમાં આવા નિર્ગ્રન્થ સાધુઓ માટે ઘણા ઉલ્લેખો થયેલા છે (સેક્રેટ બુક્સ ઓફ ધી ઇસ્ટ પુ. ૧૩ પાનું ૨૨૩ તથા પુ. ૧૭ પાનું ૧૧૬ અને ધમ્મપદત્ત કથા પુ. ૧ ભા–૨ પાનું ૪૩૪ ૪૪૭)

આવા દિગંબર સાધુઓ બેરોકટોક અત્યંત ખાનદાન એવાં કુટુંબોના ખાનગી ભાગોમાં પણ જઈ શકતા. મહાન એલેકઝાંડરે આવા દિગંબર સાધુઓમાંના કેટલાકને પોતાના દેશમાં આમંત્રણ આપી બોલાવ્યા હતા અને એકને તો તે પોતાની સાથે લઈ ગયો હતો. આ સાધુ કલ્યાણ નામથી પ્રસિદ્ધ હતા. ગ્રીક સાહિત્યમાં તેને કેલેમસ તરીકે ઓળખાવવામાં આવ્યા છે. “ ફીલો જ્યુડાસ ” પણ એને એજ નામે ઓળખે છે. ( જુઓ યંગસ ફીલો જ્યુડાસ પુ. ૩ પાનું ૨૫૬ ) ઇસ્વીસન્ પૂર્વેના કાળમાં ગ્રીક લોકો જૈન મુનિયોને જીમ્નોસોફીસ્ટસ તરીકે ઓળખતા અને એ પણ જાણવા જેવું છે કે આજે જર્મનીમાં દિગંબર દશાને ચાહનારા જે સંખ્યાબંધ માણસો છે તેઓ પણ પોતાને જીમ્નોસોફીસ્ટસો તરીકેજ ઓળખાવે છે. ગ્રીક લોકો જીમ્નોસોફીસ્ટસ સાધુઓ સંબંધમાં કહે છે કેઃ–

આ સાધુઓ નગ્નાવસ્થામાં બધે ફરતા, ગમે તેવા કઠણ પરિષહ સહન કરતા અને સૌ તેમના તરફ ખુબ માનની નજરે જોતા હતા. પ્રત્યેક ધનિકનું ઘર તેમને માટે ખુલ્લું રહેતું એટલુંજ નહીં પણ સ્ત્રીઓના ઓરડાઓમાં પણ તેમને જવાનો અટકાવ નહોતો. (મેક ક્રીન્ડલ્સ એન્સ્યન્ટ ઇન્ડીયા પાનું ૭૦-૭૧ એશીયાટીક રીસર્ચીસ પુ. ૩ પાનું ૬.)

ચાઇનીસ પ્રવાસી હીઉસસેન્ગ જે ઇસ્વીસન્‌ની સાતમી સદીમાં હિંદમાં આવ્યો હતો તે નગ્ન સાધુઓને લીહી કહે છે. એઓ એમને વિષે લખે છે કેઃ—"આ લીહીઓ (નિર્ગ્રન્થો) શરીરે નગ્ન રહે છે અને પોતાના વાળ પોતાને હાથે ખેંચી કાઢે છે-(કેશ લોંચ કરે છે) (સેન્ટ જુલીયન વીયેના પાનું-૨૨૪)

યુરોપી યાત્રી માર્કો પોલો આપણને કહે છે કે":-કેટલાક યોગીઓ કેવળ નગ્નાવસ્થામાં ફરતા કારણકે તેઓનું એમ કહેવું હતું કે તેઓ આ સંસારમાં નગ્નાવસ્થામાં પેદા થયા છે અને તેથી આ સંસારની કોઇ ચીજ પ્રત્યે તેમને માયા મમતા નથી. એ ઉપરાંત તેઓ એમ પણ કહેતા કે અમે દેહના કોઈપણ પ્રકારના પાપને જાણતા નથી. અને તેથી અમે અમારી દિગંબર દશાથી શરમાતા નથી. જેમ તમે તમારો

હાથ અને તમારૂં મોઢું ઉઘાડું રાખીને શરમાતા નથી તેમ અમને અમારી દિગંબર (નગ્ન) દશાથી શરમ લાગતી નથી. તમે કે જેઓ દેહના પાપોથી પરિચિત છો, એટલેજ તમને શરમ આવે એ શોભે અને તેથીજ તમારે નગ્નાવસ્થાને ઢાંકવી પડે છે. ( યુલ્સમાર્કો પોલો પુ. ૨ પાનું ૩૬૬ )

રાજા શેરશાહનો એક અમલદાર મલીક મહમદ જાઇશી ( ઇસ્વીસનના ૧૬ મા સૈકામાં ) પોતાના પદ્માવત કાવ્યમાં દિગંબર મુનિ માટે લખે છે કેઃ-

कोई ब्रह्मचारज पन्थ लागे ।
कोई सुदिगम्बर अच्छा लागे ॥

( ધી પદ્માવત ૨-૬૦ )

શહેનશાહ ઔરંગજેબ અને રાજા અલાઉદ્દીને પણ દિગંબર સાધુઓનું સન્માન કર્યું હતું એ જાણીતી વાત છે (સ્ટડીઝ ઇન સાઉથ ઇન્ડીયન જૈનીઝમ ભાગ ૨ પાનું ૧૩૪)

આ પ્રશ્નને માત્ર કાયદાની દૃષ્ટિએજ લઇએ તો બ્રિટીશ સરકાર સામ્રાજ્યમાં રહેલી કોઈપણ કોમના ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાના વચનથી બંધાયલી છે અને એ વચનથી તેણે બંધાયલા રહેવું જોઇએ. ૧૮૫૮ ના મહારાણી વિક્ટો-

રિયાના દેશમાં સરકારનો આ હેતુ તદ્દન સ્પષ્ટ અને ચોકસ રીતે જાહેર કરવામાં આવ્યો છે અને અગત્યના પ્રસંગોએ ત્યારપછી એ વાત વારંવાર ભાર મૂકીને સરકાર તરફથી કહેવામાં આવી છે. કાયદાના એક મુદ્દા તરીકે આ પ્રશ્ન લઈએ તોયે દરેક કોમને પોતાનો ધર્મ પાળવાનો હક્ક છે અને બીજી કોઈપણ કોમ કે સરકારે તેમાં માથું ન મારવું જોઈએ. જૈન સાધુઓએ દિગંબર દશાનો સ્વીકાર કર્યો એ કંઈ આજકાલની નવી વાત નથી. એ માટે સો જુના દસ્તાવેજો અને ગ્રંથો પડેલા છે, જે એમ પુરવાર કરે છે કે દિગંબર સાધુઓની પરંપરા ઓછામાં ઓછી હજારો વર્ષોની જુની છે. ઇસ્વીસન પહેલા હીંદમાં આવેલા ગ્રીક પ્રવાસીઓ એ જાણે છે ને એ માટે શાખી પુરે છે. મુસ્લીમ ઈતિહાસવેત્તાઓ પણ એ જાણે છે અને જૈનો તો તેમના પવિત્ર ધર્મગ્રંથોને અનુસરીને કલ્પનામાં ન આવે કે ગણત્રીમાં ન લેવાય એટલા જુના કાળથી એ પ્રણાલિકાનું પાલન કરી રહ્યા છે.

દુનિયાની એવી કોઈ પણ સત્તા કે સરકાર નથી કે જે પ્રાચીન ધાર્મિક માન્યતાઓ અટકાવી શકે. જૈન સાધુઓનો બધાં વસ્ત્રોનો ત્યાગ કરવાનો હક્ક છે અને પોતાના સાધુઓનો આ હક્ક કોઈપણ જાતની રૂકાવટ વિના ચાલુ

રાખવા દેવામાં આવે એ માટે પૂર્ણ પ્રયત્ન કરવો એ જૈની-ઓનું કર્તવ્ય છે કારણ કે જૈનો માને છે કે એ પ્રણાલિકા વિના નિર્વાણ પ્રાપ્તિ અશક્ય છે.

જૈન સાધુઓ અગાઉથી નક્કી કર્યા પ્રમાણે આહાર (ભોજન) સ્વીકાર કરી શકતા નથી તેમ તેઓ આહાર માટેનું આમંત્રણ પણ સ્વીકારી શકતા નથી અને તેઓ જ્યાં નિવાસ કરતા હોય ત્યાં જઈને તેમને આહાર આપવામાં આવે તો તે આહાર પણ તેઓ નથી લઈ શકતા. તેઓ કોઈ જાતના વાહનોમાં બેસતા નથી કે કોઇ પ્રાણી ઉપર સ્વારી કરતા નથી. તેઓ સવારમાં જ્યાં ગૃહસ્થોની વસ્તી હોય તે મહોલ્લામાં વિહાર કરે છે અને કોઇ ધર્માત્મા ગૃહસ્થ વિનય અને ભક્તિથી વિધિપુર્વક આહાર (ભોજન) આપે છે તો તે ગ્રહણ કરે છે. તેઓ જ્યાં આહાર (ભોજન) મળે ત્યાંજ તે ખાય છે, ત્યાંથી અન્યત્ર તેઓ ભોજન લઈ જઇ શકતા નથી. પ્રત્યેક જૈન સાધુને નિયમિત ક્ષેત્રમાંજ ગમન કરવું પડે છે અને કોઇપણ સામાન્ય શહેર કે ગામમાં તેઓ પાંચ દિવસથી વધારે વખત નિવાસ કરી શકતા નથી. માત્ર ચોમાસાની ઋતુમાં (ચાર માસ) કે જ્યારે તેઓ એક ગામથી બીજે ગામ જઇ શકતા નથી ત્યારે તેઓ એક સાથે ચાતુર્માસ રહી શકે એવી શાસ્ત્રાજ્ઞા છે.

દરેક ગ્રહસ્થ; સાધુના આગમનથી પોતાનું અહોભાગ્ય માને છે અને તેમના આગમન માટે તે આતુર રહે છે. જો આ શુભ અવસરથી ગ્રહસ્થને વંચિત કરવામાં આવે તો તેને અપરિચિત દુઃખ થાય છે, કે જેનું શમન કશાથી થાય એમ નથી.

કાયદાના નિર્ણયના મુદ્દા પર હવે આપણે આવીએ. પ્રીવીકાઉન્સીલે એવો નિર્ણય આપ્યો છે કે—"બધી કોમના લોકોને જાહેર રાજમાર્ગો પરથી પોતાનાં સરઘસો લઈ જવાનો અધિકાર છે. એમાં એટલી કાળજી રાખવાની કે જેથી જાહેર પ્રજા એ રસ્તાઓનો સામાન્ય રીતે જે ઉપયોગ કરી રહી હોય તેમાં દખલ ન થાય; તે ઉપરાંત રસ્તાઓની અડચણ અને જાહેરની શાંતિનો ભંગ અટકાવવાને કારણે માજીસ્ટ્રેટ કાયદેસર જે સૂચનાઓ આપે તેનો પણ એમાં સમાવેશ થવો જોઇએ. અમારી મસીદમાં કે અમારા મંદિરમાં ચાલુ બંદગી કે ચાલુ પ્રાર્થના થાય છે એવું કારણ આપીને કોઈપણ મસ્જીદ કે મંદિર જાહેર રસ્તા ઉપર આવ્યું હોય તેમાં બંદગી કે પ્રાર્થના કરનારાઓ જ્યારે સરઘસ ત્યાંથી પસાર થતું હોય તેને તેમનાં ભજન કીર્તન કે પ્રાર્થના બંદગી અટકાવવાની ફરજ ન પાડી શકે." (મન્ઝુર હસન વિ. એસ. ૨૩ ઓલ. લો. જર્નલ ૫નું ૧૭૯)

પરથાશરદી આયંગાર બનામ ચિન્નાક્રીષ્ણા આયંગાર આઇ. એલ. આર. ૫ મદ ૩૦૯ પણ જુઓ. સુંદરમ ચેટી બનામ મહારાણી (આઇ. એલ. આર ૬ મદ ૨૦૯) તરફથી બધા કેસોમાં આજ સિદ્ધાંત સ્પષ્ટ ભાષામાં રજુ કરવામાં આવ્યો છે. છેલ્લા કેસમાં તો (૬ મદ ૨૦૯) એમ કહેવામાં આવ્યું છે કેઃ—

"સરઘસોના સંબંધમાં જો તેઓ ધાર્મિક હોય ને તેની ધાર્મિક ભાવનાને ગણનામાં લેવાની હોય તો તો અમુક ધર્મ માન્યતા ધરાવનારા વર્ગસે અમુક ચોક્કસ હદે પોતાના ભજન, કીર્તનમાં અટકવાની ફરજ પાડવામાં આવે એ તેમને માટે દુઃખદજ થઇ પડે. એનાં કરતાં તો બીજા ધર્મવાળાઓને જે દેવસ્થાનને તેઓ પવિત્ર માને છે તેની પાસેથી બીજા ધર્મવાળાઓના સરઘસને શાંતિથી માર્ગ અપાય તે માટે ફરજ પાડવામાં આવે તેમાં તેમને પેલા સરઘસવાળાઓના કરતાં ઓછું દુઃખ થાય એ સ્વાભાવિક છે.

સઠગોપાચારીયર એ. રામરાવના કેસમાં (આઇ. એલ. અર ૨૬ મદ પૃ. ૩૭૬) ન્યાયાધીશોએ ઉપરને મળતોજ અભિપ્રાય આપ્યો છે તથા તેમણે પાને ૧૮૦ (૨૩ એલ. એલ. જે.) માં લખ્યું છે કેઃ—

હિંદમાં જાહેર રસ્તાઓ ઉપર ધાર્મિક સરઘસોને પસાર થવાના પ્રશ્નમાં આ કેસ કાયદેસરનો નિર્ણય માંગી લે છે અને આ પ્રશ્નમાં હીંદમાં ચોક્કસ ઠરેલા સત્તાધીશો જુદો જુદો મત ધરાવતા હોય એમ લાગે છે. પહેલો સવાલ તો એ છે કે જાહેર રસ્તા ઉપર એક ધાર્મિક સરઘસને તેને યોગ્ય વિધિઓ સાથ ફેરવવાનો હક્ક છે કે કેમ ? અમારો એવો મત છે કે એવો હક્ક જરૂર છે.

શંકરસિંગ વરસસના કીંગ એમ્પરર (ઓલ. લૉ જનરલ રિપોર્ટ ૧૯૨૯ પાનું ૧૮૦-૨) કેસ કે જે ૧૮૬૧ના પોલીસ એક્ટની ૩૦ મી કલમ નીચે માંડવામાં આવ્યો હતો તેમાં એવો નિર્ણય આપવામાં આવ્યો હતો કે "સંચાલન કરવું" એનો અર્થ "મનાઈ કરવી" એવો નથી થતો. ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટનો એવો અભિપ્રાય હતો કે ડી. સુપ્રી. ઓફ પોલીસને પોલીસ એક્ટની ૩૦ મી કલમ પ્રમાણે મળેલી સત્તાની અંદર વાજીંત્રોની અટકાયતની સત્તા પણ સમાઈ જાય છે અને ઉત્સવો અને વિધિઓ દરમીયાન રસ્તા પર કેટલી હદ સુધી વાજીંત્રો વગાડવા દેવા તેનો પણ નિર્ણય તે કરી શકે છે. પ્રત્યેક પ્રકારના વાજીંત્રની અટકાયત કરવાની સત્તા "સંચાલન" શબ્દમાં સમાઈ જાય છે એવા ડીઠ માજીસ્ટ્રેટના મત સાથે હું સંમત થતો નથી. સંચાલન કરવાની સત્તા તો જે

એક વસ્તુ અસ્તિત્વમાં છે તેના સંબંધમાં આપવામાં આવેલી છે, એવો જે વસ્તુનું અસ્તિત્વજ નથી તેનું સંચલન કરવાનો હુકમ આપવો એ તો કેવળ બેહુદુંજ ગણાય. દાખલા તરીકે રસ્તા વ્યવહારનું સંચાલન લઇએ તો તેમાં રસ્તા વ્યવહારનું અસ્તિત્વ છે. એથી પોલીસને પ્રત્યેક શહેરીને તેના ઘરમાંજ ગોંધી રાખવાની ને રસ્તા વ્યવહાર બંધ કરવાની સત્તા મળી જતી નથી.

પોલીસ એકટની ૩૧ મી કલમ અન્વયે પોલીસોને જાહેર રસ્તાઓ, મહોલ્લાઓ, ઘાટો, બંદરો અને જ્યાં જ્યાં જાહેર પ્રજા ફરતી હરતી કે બેસતી હોય તે તે જગ્યાઓમાં બંદોબસ્ત જાળવવાની સત્તા મળે છે. બનારસમાં આ સત્તાને આધારે એવો હુકમ કાઢવામાં આવ્યો હતો કે એક વર્ગ એટલે જાત્રાવાળા કે જેઓ યાત્રાળુઓને શહેરમાં લઈ જાય છે ને તેમની સગવડ સાચવે છે, તેમણે બધાએ રેલ્વે સ્ટેશનેજ જવું નહીં. એ કેસમાં આ કોર્ટના વિદ્વાન ન્યાયાધીશે એવો નિર્ણય આપ્યો હતો કે અમુક સ્થળમાં બંદોબસ્ત જાળવવાની સત્તાના બળ ઉપર અમુક વર્ગના માણસોને અમુક ચોક્કસ લત્તાઓમાં ફરવાની બંધી કરતો સામાન્ય હુકમ કાઢવાનો પોલીસ સુપ્રીન્ટેન્ડટને અધિકાર ન હતો. એજ રીતે સમ્રાટ વરસસ કીશનલાલ (આઇ. એલ. આર. ૩૯ એલ. ૧૩૧) ના કેસમાં નિર્ણય અપાયો છે કે

"બંદોબસ્ત રાખવાનો એવો અર્થ નથી થતો કે લોકોને તેમના ઘરમાંજ ગોંધી રાખવા કે બહાર નીકળવા દેવા નહીં; એટલે કે વ્યવસ્થા જાળવવાનીજ જરૂરીયાતજ ન ઉભી થાય."

ઉપર્યુંકત વિધાનો વ્યકિતગત રીતે ફરતા કે સરઘસમાં ફરતા જૈન સાધુઓની બાબતમાં પણ સંપૂર્ણ રીતે લાગુ પડે છે. સત્તાવાળાઓનું કામ આવા અધિકારોનો ત્યાગ કરાવવાનું કે તે માટે બંધી કરવાનું નથી, પણ તે અધિકારો અમલમાં મૂકાય તે જોવાનું છે.

જૈન સાધુઓ (મુનિયો) આખા હીંદમાં એટલે કે હિંદના દેશી રાજયોમાં સુદ્ધાં કેવળ સ્વતંત્ર રીતે ફરે છે. તેમને કોઇએ અટકાયત કરી નથી કે તેમને વિષે કોઇએ ફરીયાદ કરી નથી. એટલે **સત્તાવાળઓની તો એ ચોકખી ફરજ છે કે આવા સધુઓને તેમના ધર્મ પાલનમાં મદદ કરવી.** કારણ કે તેઓ આ પ્રકારનું ધર્મ પાલન જમાનાઓથી કરતા આવ્યા છે અને ભૂતકાળમાં એવું ધર્મ પાલન જગતના બધા ભાગોમાં પણ થતું હતું.

# નગ્નતાની શ્રેષ્ઠતા બાબત અભિપ્રાયો.

—હું પોતે માનું છું કે મનુષ્ય માત્રની આદર્શ સ્થિતિ દિગંબર (નગ્ન) ની છે...મને પોતાને નગ્નાવસ્થા પ્રિય છે. જો હું જંગલમાં વસતો હોઉં તો હું નગ્નાવસ્થામાં રહું.

—મહાત્મા ગાંધીજી. (નવજીવન તા. ૩૧-૫-૩૧)

—દિગંબર સાધુતા એ સાધુતાની પરાકાષ્ઠા હોવી જોઈએ... દિગંબર મત પ્રત્યે મને માન છે. નગ્નાવસ્થા આદર્શ રૂપમાં મને પ્રિય છે. —મહાત્મા ગાંધીજી. (નવજીવન તા. ૫-૭-૩૧)

—પ્રકૃતિએ ચર્મ (ચામડા) ના રૂપમાં મનુષ્યને યોગ્ય પોષાક પહેરાવ્યો છે, નગ્ન શરીર કુરૂપ દેખાય છે એ માનવું આપણો ભ્રમ માત્ર છે...મનુષ્યની સૌથી શ્રેષ્ઠ સુંદરતા તેની નગ્નાવસ્થામાંજ છે.

—મહાત્મા ગાંધીજી. ('આરોગ્ય દિગ્દર્શન')



# દિગંબર જૈન યુવક સંઘ—સુરત.

૧ આ સંઘનો ઉદ્દેશ ધાર્મિક સેવા અને સમાજ સેવા છે.

૨ દિ૦ જૈન સમાજના ૧૬ થી ૪૦ વર્ષની ઉમરના યુવક આ સંઘના મેમ્બર થઇ શકે છે.

૩ હાલમાં આ સંઘના ઓહેદારોના નામ નીચે પ્રમાણે છે—

મા. જીવરાજ ગુલાબચંદ ગાંધી બી. એ.—પ્રમુખ
પંડિત પરમેષ્ઠીદાસજી ન્યાયતીર્થ મંત્રી
શા. જયંતીલાલ સાંકેરચંદ સુડાવાલા ,,
,, વેણીલાલ છોટુભાઇ ચોકસી ખજાનચી
,, ગમનલાલ વજેચંદ સુડાવાલા મેનેજીંગ ક. સભ્ય
,, ચીમનલાલ દીપચંદ ચોકસી ,,
,, ચંદ્રવદન છગનલાલ પેમાસ્તર ,,
,, રતીલાલ ખીમચંદ મોદી ,,
,, નગીનદાસ ઠાકોરદાસ સરૈયા ,,

૪ દિગંબર જૈન સમાજના કોઇપણ ગૃહસ્થ રૂ. ૫૧) આપીને પેટ્રન થઇ શકશે.

૫ જ્ઞાન પ્રચાર માટે આ સંઘના અન્તર્ગત એક દિગંબર જૈન યુવક સંઘ પુસ્તકાલયની સ્થાપના થઇ છે જેના સેક્રેટરી શ્રી. નવનીતલાલ ઠાકોરદાસ મોદી છે.

૬ જૈન ધર્મ પ્રચાર માટે ટ્રેકટો છપાવી પ્રસિદ્ધ કરવાનો પણ સંઘે નિર્ણય કર્યો છે, તેમાંનું આ પ્રથમ પુષ્પ આપના હાથમાં છે.

**નિવેદક—મંત્રી, દિ. જૈન યુવક સંઘ-સૂરત.**